# बाळ गरबावळीना अर्थ.

ત્રીજા તથા ચોથા ધોરણની નોટ.

( સમજુતી સાથે. )

નવલરામકૃતના.

કન્યાશાળાઓ માટે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ભોગીલાલ કેશવલાલ શાહ

પુંજાભાઈ ત્રીકમલાલ પંડ્યા.

આવૃત્તિ પહેલી—પ્રત ૧૦૦૦



અમદાવાદ

પાનકોરને નાકે બાંચીની વાડીમાં

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ"માં

નથુભાઈ રતનચંદ માર્ફતીઆએ છાપ્યું.

સને ૧૮૯૩—સંવત ૧૯૪૯.

કિંમત દોઢ આનો.

૫૨૮૫

# બાળગરબાવળીના અર્થ.

## બાળ પ્રાર્થના.

બાળક—છોકરૂં
પ્રાર્થના—સ્તુતિ, અરજ
ધોળ—એકાન્તતનું ગીત, ગરબી
માગું—જોઇએ
ઈશ્વર—પરમેશ્વર; ધણી
આપ—તમે, પોતે
પ્રાણી—જીવ
માત્રના—બધાના; સઘળાના
માને બાપ—માતપીતા.
શક્તિ—બળ જોર.
માપ—પ્રમાણ; ભરત
પાયલાગુ—પગેપડું; દંડવતકરૂં
પ્રથમ—પહેલો
પ્રેમ—મહેરબાની; હેત
અમપર—અમારાપર
રેહેમ—મહેરબાની
તગ—તગારી
ક્ષેમ—સુખી; સહીસલામત
કુશળ—સાજુ; સુખી
માત—મા; જનેતા.
ભાઈઓ—ભાઈબહેનો
સાથ—ભેગ; વિગેરે.
પાળજો—રક્ષણ કરજો; ઉછેરજો.
અન્ન—ધાન્ય, ખોરાક
વસ્ત્ર—લુગડાં—પોશાક
આબરૂ—લાજ; કીર્તિ
આલજો—આપજો, દેજો.
જણસર્વના—બધાં માણસના.
સંકટ—દુ:ખ; તાપ;
ટાળજો—મટાડજો; દુરકરજો
આણી—લાવી
વહાલ—હેત.ઉમંગ
સુબુદ્ધિ—સારીમતી, અક્કલ
કાપે—મટાડો; ટાળો
બધી—સઘળી; સર્વ
કુચાલ—ખરાબટેવ નઠારી ચાલ
સેવ—સેવા; ચાકરી.
સદા—હમેશાં, નિરંતર.
સાચું—સત્ય
બોલ્યાની—બોલવાની
ટેવ—મહાવરો; ચાલ
મન—ચિત્ત; અંત:કરણ.
હરો—લઇલો, કાઢીનાંખો.
અહમેવ—અભિમાન; અહંકાર
માયાળું—હેતાળું; પ્રીતિવાળો.
સ્વભાવ—પ્રકૃતિ
મીઠા—મધુરા; સારા
બોલ—શબ્દ, વાણી
સૌપર—બધા ઉપર
ભાવ—હેત; પ્રીતી

જેથી—જેવડે
જગ—દુનિયા; જગત
નિભાવ—ગુજરાન; નિર્વાહ
સુમાર્ગ—સારો રસ્તો
બતાવ—દેખાડ
દિલ—મન; અંતઃકરણ.
દયા—રેહેમ;બીજાનાદુઃખની લાગણી
વસાવ—ઉત્પન્ન કર
પરમાર્થ—જીવનું કલ્યાણ થાય તે-
 વું કામ.
પૂર્ણ—બરોબર
વિદ્યા—સરસ્વતીમાતા
વ્યસન—ટેવ.
લગાડજો—પાડજો
અંતર—મનનાં; અંતઃકરણના
આંખો—નેત્ર
ઉઘાડજો—ખુલ્લીકરજો;
અંતર આંખો ઉઘડે—જ્ઞાન થાય
શુદ્ધ—ચોખ્ખો પવિત્ર
સત્ય—સાચાઇ
સુરજ—રવી; ભાણ
જોગ—લાયક; ઘટારત
યોગ્ય—લાયક; જોગ
હવે—હમણાં, અત્યારથી
અયોગ્ય—લાયક વગરનું

---

તમે સર્વના ધણી છો, સઘળા પ્રાણીના માબાપ છો અને તમારા બળનું કંઈ પણ પ્રમાણ નથી. એવા હે પરમેશ્વર તમને નમસ્કાર કરીને તમારી પાસે આટલું માગું છું. (૧) હે પરમેશ્વર. પહેલાં તમારૂ હેત માગું છું, તમે અમારા ઉપર મહેરબાની કરજો કારણ કે તમારી મહેરબાનીથી અમે સુખી રહીશું. હે પરમેશ્વર. (૨) મારી માને મારા બાપને અને મારા ભાઇ બેન વિગેરેને સાજાં તાજાં રાખવા હું માગું છું. હે પરમેશ્વર૦ (૩) તમે મારૂ રક્ષણ કરજો ખાવા પીવાનું, લુગડાં લત્તાં, અને કીર્ત્તિ આપજો, અને સઘળા માણસનું દુઃખ મટાડજો. હે પરમેશ્વર૦ (૪) હું ઉમંગથી એટલું માગુ છું કે હું જે બાળક છું તેને સારી બુદ્ધિ

આપો અને મારાં નઠારાં વિચાર અને નઠારી ચાલને દુર કરો. હે પરમેશ્વર૦ (૫ મારા માતા પીતાની ચાકરી કરવાનુ, હમેશાં સત્ય બોલવાનો મહાવરો અને મારા અંતઃકરણનો અહંકાર કાઢી નાંખવાનું માગું છું. હે પરમેશ્વર૦ (૬) માયાળુ સ્વભાવ, મધુર વાણી અને સઘળા ઉપર હેત રહે તેવું માગું છું, તેનાથી દુનિઆમાં નિર્વાહ થાય છે. હે પરમેશ્વર૦ (૭) મને સારો રસ્તો દેખાડ અને મારા મનમાં રહેમ તું ઉત્પન્ન કર કે જેથી પારકાનું ભલું કરાય એવાં કામ થાય હે પરમેશ્વર૦ (૮) તું મને ભણવાની ટેવ પાડજે, મારા અંતઃકરણની બુદ્ધિ ખુલ્લી કરજે અને સત્યતા રૂપી સૂર્યનો ઉદય કરજે. હે પરમેશ્વર૦ (૯) આપ આપવાને સમર્થ છે, તેથી મેં આપની પાસે માગ્યું છે અને હું માગવાને લાયક છું, આ વખતથી જે નુકશાન વિનાનુ હોય તે મને આપો. હે પરમેશ્વર૦ (૧૦)

---

## નિશાળે જતી છોડીઓનું વર્ણન.

જતી—જનારી
વર્ણન—વાત બ્યાન
ગરબી—એક જાતની કવિતા
વા'લી—પ્યારી
બે'ન—બેહેન
બહુ—ઘણી; વધારે
છોટી—નાની
ડા'પણ—ડહાપણ; અક્કલ
મોટી—વડી
ઝઘડા—કજીઆ; કંકાસ

હસ્તી—હરખાતી
વાણે—સવારે; વહાણે
વે'લી—વેળાસર
ઉઠે—જાગે
સૈથી—બધાથી
પે'લી—પ્રથમ
દાતણ—દાંત સાફ કરવાનો કુચો
નિત્યે—હમેશાં, દરરોજ
નાહે—સ્નાન કરે
પ્રીતે—હેતે, આનંદથી

ઓળવે—સાફ કરાવે
રોજ—નિત્ય; હમેશાં
આખો—બધો
દાહ્ડો—દિવસ
લુછાવે—ભુંસાવે; સાફ કરાવે
ચુધી—લાગી
ભાવ—હેત
ભણતી—બોલતી; શીખતી
ચાલી—હીંડી
દીસેછે—દેખાય છે
ડાહી—સમજણી; અક્કલવાળી
પેન—પથ્થર પેન
તો—વળી
ઠમ ઠમ—ઠમક ઠમક
ચોપડી—પુસ્તક પોથી
ઝાલે—પકડે
પાઠ કરેછે—લેસન કરે છે
ખાસ—સારી; ઉત્તમ; શ્રેષ્ઠ
ઠરે છે—ગણાય છે

વાંચે—ઉકેલે
કપાળ—માથાનો સૌથી આગલો ભાગ
નિશાળ—ભણવાનું મકાન; શાળા.
ચુકે—ભુલે, વિસરે.
કાકાળે—કાઇ વખતે
નિલેટ—પથ્થર પાટી
ઝાલી—ઝાલી; પકડી
વાતો—કથાઓ; પાઠ
હરખ—આનંદ; ઉમંગ
લહતો—થતો
-સાગી—આનંદ ઉપજાવે એવા
બોલ—શબ્દ; ઉચ્ચાર
મીઠા—મધુરા, સારા; રસાળા
લઇને—પાડીને
તાળી—તાળોટો
દીઠા—જોયા
મનગમતે—મરજીમાં આવે તો

---

મારી પ્યારી બેન બહુ નાની છે, પણ ડહાપણમાં વડી છે. (૧) મારી પ્યારી બેન કંકાસ કરતી નથી અને આખો દહાડો રાજી રહે છે. (૨) મારી પ્યારી બેન સવારમાં વેળાસર અને સૌથી પહેલી હમેશાં ઉઠે છે. (૩) મારી પ્યારી બેન હમેશાં દાતણ કરે છે અને હોંશથી નહાય છે. (૪) મારી પ્યારી બેન હમેશાં પોતાના

વાળ સાફ કરાવે છે અને દરરોજ કપાળ ભુંસાવે છે. (૫) મારી પ્યારી બેન સો લગણ જાણે છે અને હેતથી ભૂપા એટલે પાણી પા એમ શીખે છે. (૬) મારી પ્યારી બેન નિશાળે જાય છે, તે નિશાળે જવાનું કોઈ વખતે ભૂલતી નથી. (૭) મારી પ્યારી બેન હાથમાં સ્લેટ પકડે છે, અને તે ઘણી અકલવાળી હોય તેવી દેખાય છે. (૮) મારી પ્યારી બેન વળી પેન માગે છે, અને તે બધાને પ્યારી લાગે છે. (૯) મારી પ્યારી બેન હાથમાં ચોપડી ઝાલીને ઠમક ઠમક કરતી હીંડે છે. (૧૦) મારી પ્યારી બેન લેસન કરે છે તેથી બધામાં હોશીઆર ગણાય છે (૧૧) મારી પ્યારી બેન વાર્તાઓ વાંચે છે, તેથી બધા તેના ઉપર રાજી થાય છે. (૧૨) મારી પ્યારી બેન તાળોટા પાડીને આનંદ ઉપજે એવાં ગીત ગાય છે. (૧૩) મારી પ્યારી બેનના શબ્દ એવા મધુરા છે કે એવા શબ્દો દુનિઆમાં કોઈના દેખાતા નથી. (૧૪) હે મારી પ્યારી બેન તમે, મને ઘણાં પ્યારાં લાગો છો. તેથી તમારી મરજીમાં આવે તે માગો.(૧૫

---

## છોડીઓની ઉજાણીની ગરબી.

ઉજાણી–જ્યાફત; મીજબાની
અલીઓ–બેનપણીઓ; છોડીઓ
હળીમળી–સંપસંપી
લાવી–આણ્યું
ચણા–એક જાતનું કઠોળ
કોએ–કોઈએ
કોપરું–ટોપરું
ધાણી–શેકેલી જારબાજરી વીગેરે
ખાંડ–શેરડીના રસનો બનાવેલો ધોળો ભુકો
આણી–લાવી
ખજુર–લીલી ખારેકોને કચરીને બનાવેલી વસ્તુ
ખોળી–શોધી
ચારોળી–એક જાતનો મેવો
ચાવતી–ખાતી
એઠી–એંઠી; બોટેલી
બદામો–એક જાતનો મેવો

મીઠી—સ્વાદીષ્ટ
પસ્તાં—એક જાતનો મેવો
સસ્તા—સોંઘાં
આણ્યા—લાવ્યાં
ખોરા—બટાએલા, બગડેલા
ખુબ—અતિશય ઘણાંજ
કોકડીઓ—સુકીરાયણો
દ્રાક્ષ—એક જાતનો મેવો
સુઓ—એક જાતની કંદવાળી ભાજી
આખો—બધો
બરફી—ખાંડની ચાસણી તથા માવાનો બનાવેલો પદાર્થ
બરફ—પાણીના ઠરવાથી જે ધોળો પદાર્થ થાય છે તે
સરખી—જેવી
જોઈ—દેખી
બાળક—છોકરાં
કુદ્યાં—છલંગો મારવા લાગ્યાં
હરખી—રાજી થઈ ખુશી થઇ
પેંડા—ખાંડ તથા માવાનો બનાવેલો પદાર્થ
પ્રેમ—હેત; પ્રીત
ભાગ્યો—કકડા થયા
કેમે—કોઇ પણ રીતે
હાર્યો—જીતાયો; પરાજય પામ્યો
લાડવો—લોટમાં ગોળ, ખાંડ ઘી નાંખી ગોળ બનાવેલો પદાર્થ.
ખપે—જોઇએ
અમને—અમારે

મુકીએ—મેલીએ; આપીએ
સક્કરપારા—ખાંડ તથા લોટનો બનાવેલો પદાર્થ
ગોળપાપડી—સારી સુખડી
મમરા—ડાંગરને પલાળીને શેકેલી વસ્તુ
ખારા—મીઠાવાળો
ગાંઠીયા—ચણાના લોટમાં મીઠું મરચું નાંખી બનાવેલી પોચી વસ્તુ.
ગમતા—પસંદ પડતા
ગટ કરી ગયાં—ખાઈ ગયાં.
રમતાં—ખેલતાં
પકવાન—મીઠાઇ
જીભ—રસના.
સળવળે—હાલે; વળવળાટ થાય.
સાચે—ખરેખર.
દળ—લોટને ઘીમાં સાંતળી માંહે ખાંડ નાંખી બનાવેલો પદાર્થ
ગળગળતું—ગસ ઘી વાળું,
મોં બળતું—તીખું.
ખોબો—બે હાથ ભેગા કરી વાળી પોસ.
ખારેકો—એક જાતનો મેવો.
પાપડ—અડદ વિગેરેના લોટમાં મીઠું મરચુ નાંખી બનાવેલી વસ્તુ.
શેક્યો—હેવતામાં નાંખી પાકો કર્યો
છાનુ છુપુ સુદ્ધ

છુપાવી–સંતાડી.
પાછીવાળી–પાછી ફેરવી.
ચોરી–છાની રીતે લેવું તે
વિના=વગર; સિવાય
લાવવું–આણવું
રોતી–રડતી.
બિચારી–બાપડી.
પાસ–આગળ; કને
મીજબાની–ઉજાણી; જયાફત.
માંડી–શરૂ કરી.
વા'લથી–હેતથી.
વેંચીખાય–ભાગ પાડી ને ખાય.
ગરબા–ગીત.
ગાયે–બોલે.

---

બધી બેનપણીઓ સંપ સંપીને આવો આપણે આજ મીજબાની કરીએ. બધાં ઘેરથી કાંઈ પણ લાવો. આપણે આજ મીજબાની કરીએ (૧) કોઇએ ચણા આણ્યા અને કોઇએ ધાણી આણી, આપણે૦ ॥ કોઇએ ટોપરૂં આણ્યું અને વળી ખાંડ આણી. આપણે (૨) કોઇએ ખજુર શોધીને આણ્યું, આપણે૦ ॥ કોઈ ચારોળી ખાતી ખાતી આવી. આપણે (૩) કોઇએ તેને કહ્યું કે એનો એઠી થઇ આપણે. ॥ કોઇએ સ્વાદીષ્ટ બદામો આણી (૪) કોઈ સોંઘાં પસ્તાં લાવ્યાં. આપણે. ॥ સઘળાંઓએ પસ્તાં ખોરા છે એમ કહીને વખાણ્યા. આપણે. (૫) કોઇ સુકાએલી રાણો લાવી અને કોઈ દ્રાક્ષો લાવી. આપણે. ॥ કોઇએ ભાગ્યા વગરનો મુઝો આણ્યો. આપણે. (૬) કોઇ બરફી કરાના જેવી લાવી. આપણે. ॥ નાના છોકરાઓ બરફી દેખી રાજી થઇ કુદવા મંડ્યા આપણે. (૭) કોઇએ હેતથી પેંડા આણ્યો આપણે ॥ પણ તેના કંઇ પણ રીતે કડકા થયા નહીં આપણે (૮) પણ તે પથરાથી છુંદાયો (ભાગ્યો) આપણે. ॥ કોઇએ સારો લાડવો આણ્યો. આપણે. (૯) કોઇએ કહ્યું કે તે અમારે ના જોઇએ. આપણે. ॥ તમે કહેશો તે તમને

નહિ મેલીએ. આપણે. (૧૦) કોઈએ સક્કરપારા આણ્યા, આપણે ॥ કોઇએ ગોળની બનાવેલી પાપડી આણી, આપણે. (૧૧) કોઇએ પોતાના મનને પસન્ન પડે એવાં ગાંઠિઆ આણ્યા, આપણે ॥ તે વળી ખેલતાં ખેલતાં ખાઈ ગયાં, આપણે (૧૨) કોઇએ પાંચે મીઠાઈ આણી, આપણે ॥ તે દેખીને રસના ખરેખર વળ વળવા લાગી. આપણે. (૧૩) કોઇએ દળ અને ગગદળ લહલહતું આણ્યું, આપણે. ॥ કોઈ મોં તીખું થાય તેવું અથાણું લાવ્યું. આપણે (૧૪) કોઈએ પોસો ભરીને ખારેકો લાવ્યું, આપણે ॥ કોઇએ શેકેલો પાપડ આણ્યો. આપણે.(૧૫) કોઇએ છૂપું સંતાડીને આણ્યું આપણે ॥ જેવી રીતે આવીતી તેવીજ રીતે પાછી ફરી, આપણે (૧૬) બહેન એ વળી ચોરી કહેવાય, આપણે. ॥ કહ્યાં વગર કાંઈપણ આણવું નહિ આપણે. (૧૭) એક બાપડી રડતી આવી, આપણે. ॥ મારી માતા મને કંઇ પણ આપતી નથી. આપણે. (૧૮) તેને હેતથી કને બેસાડી, આપણે. ॥ બધાંએ વળી ઉજાણી શરૂ કરી. આપણે. (૧૯) બધાં હેતથી ભાગ પાડીને ખાય છે. આપણે. ॥ ધરાઇને ગીત ગાય છે. આપણે આજ મંગલસ કરીશું. (૨૦)

---

## ગુજરાતની વનસ્પતિનો વૈભવ ભાગ ૧ લો.

ગુજરાત—ગુર્જરદેશ.
વનસ્પતિ—ઝાડવાં
વૈભવ—ઠાઠ
રૂડો—સારો

મુલક—દેશ
જગદીશ—પરમેશ્વર; ઇશ્વર
જગત્ દુનિયા
ખૂબ—અતિશય.

ઘડ્યો—બનાવ્યો.
લીલાલહેર—ક્ષેમકુશળ.
ધનધાન્ય—પૈસો ટકો
ભુધર—પરમેશ્વર; ઇશ્વર
મહેર—મહેરબાની; કૃપા
ઝાલર—વાલ.
ઘણી—પુષ્કળ.
આદે—વિગેરે.
ચીજો—વસ્તુઓ.
ઝાઝા—ઘણા.
ગળી—જેમાંથી એક જાતનો કાળો રંગ નીકળે છે તે
દીવેલા—એરંડી
તલ—એક જાતનું તેલ કાઢવાનાં બીજ.
અળશી—એક જાતના તેલ કાઢવાનાં બીજ
કળસી—સોળ મણ.
ગણ્યેગણાય—ગણવાથી ગણત્રી થાય
સાચું—ખરૂં; સત્ય.
સોનું—હિમ; કનક
કાચું—બાકી
કાચુંસોનું—પુષ્કળ પાકતું
કંઈ—કંઈપણ
કિરતાર—બનાવર
કૃપા—મહેરબાની
ભરતખંડ—હિંદુસ્તાન
ભારે—મોટી
ભુખ—ચુક

ભૂંડી—નઠારી
રૂખી—ભુંડી
દળદર—આળસ
માંહી=માંહે; માં
આવો—આના જેવો
ગળ્યો હોય—તાબામાં હોય
દુઃખબોલ—દુઃખના પોકાર શબ્દ
જનમ—ઉમ્મર
અક્કલ—બુદ્ધિ; હોંસીયારી
હુનર—કળા, યુક્તિ
આણે—લાવે
જુઠો—અસત્ય બોલનાર
ગમત—ટેવ
ગાંડરવત—ઘેટાં જેવા મુર્ખ
બહુ—ઘણાં
તાણે—ખેંચે; મુકે નહીં
મુકી=છોડી
આળસ—દળદર; દરિદ્રતા
ઇર્ષા—અદેખાઇ
દેશ—મુલક
દાઝે—દયા લાવી
ધુમો—મચ્યો; મંડો
ગર્વ—અભિમાન; અહંકાર
ગુરૂઓ—વિશાળ; પ્રખ્યાન
પાછો—ફરીથી
સ્વદેશ—પોતાનો દેશ, પોતાની જન્મ ભુમી
વાંચ્છો—ઇચ્છો
સંપ—હળી મળીને રહેવું તે

સજી—તૈયાર થઇ
ભજી—ભણી; પ્રાર્થના કરી
વિદ્યામાતા—સરસ્વતી દેવી
હુનર—યત્ન; યુક્તિ
કશી—સજડ બાંધી, તાણીને બાંધી
કમર—કેડ
ખલક—દુનિયા; જગત્
ખુંખારી—હોંકારો કરી
બહાર પડો—ઉઘાડા થાવ
ફતેહ—જય; જીત
ધારી-વિચારી

---

હે પરમેશ્વર તેં દુનિયામાં ગૂજરાત દેશ અતિશય સારો બનાવ્યો છે. ૧ જ્યાં જોશો ત્યાં સઘળા ક્ષેમકુશળ છે અને તેમના ઉપર પૈસે ટકે પરમેશ્વરની મહેરબાની છે. (૨) આ દેશમાં પુષ્કળ જાર, બાજરી, ડાંગર, ઘઉં, ચણા, વટાણા અને ઝાલર થાય છે. (૩) અને તે દેશમાં પુષ્કળ તુવેરો, મગ અને ચોળા થાયછે, અને ત્યાં મઠ, અડદ, મકાઈ અને જવ ઘણુજ થાય છે. (૪) વળી એરંડી, ગળી, તલ અને અળસી વિગરે પુષ્કળ વસ્તુઓ થાયછે. (૫) હે ભાઈ સાચું કહું છું કે તેની ગણત્રી થવાની નથી, અને ગૂજરાત દેશની જમીન એવી સરસ છે કે તેમાં પુષ્કળ ધાન્ય થાય છે.(૬) બનાવનાર પરમેશ્વરે કાંઇ પણ બાકી રાખ્યું નથી, અને તેણે હિંદુસ્થાન ઉપર મોટી મહેરબાની કરી છે. (૭) હે ભાઇ આપણી મોટી ભૂલ છે, કેમકે આપણે આળસમાં બુડી ગયા છીએ. (૮) આના જેવો દેશ બીજા કોઇને મળ્યો હોય, તો તે પોતાના જીવતરમાં કાંઇ પણ દુઃખના શબ્દો જાણત નહિ. (૯) માણસો જો

શીઆરી અને કળા વિષે પોતાના મનમાં કાંઇ પણ લાવતા નથી અને એથી ઉલટું અસત્ય બોલવાનો કર ઘેટાં જેવાં મૂર્ખ માણસો પુષ્કળ રાખે છે (૧૦) હે ભાઇ દરિદ્રતા, ટેક અને અદેખાઇ એ સઘળું છોડી દઇ અને આ મુલકની દયા લાવીને અહંકારથી આમ તેમ કામ કરવાને મંડો. ( ૧૧ ) હે ભાઇઓ આ દેશ ફરીથી પ્રખ્યાત કરો અને સૂતાં, બેસતાં પોતાના મુલકનું સુખ થાય તેમ ઇચ્છો. (૧૨) હે ભાઇઓ હળી મળી તૈયાર થઇ સરસ્વતી દેવીની પ્રાર્થના કરો કે જેથી કળા અને યુક્તિમાં અહંકારવાળા થાય. (૧૩) અને દુનિયામાં હોકારો કરી પ્રસિધ થવા તાણીને કેડ બાંધે એવું હું વિચારીને કહું છું કે જીત છે.

---

## ભાગ ૨ જો.

| | |
|---|---|
| ખરેખરે—સાચેસાચા | વડ—એક જાતનું ઝાડ. |
| બગીચો—બાગ | ઘટા—ખીચોખીચ ડાળી |
| ફળ્યો—ફળ આવ્યાં | ઘાલે—થાય |
| ફુલ્યો—ખીલ્યો | ચોગમ—ચારે તરફ |
| ફાલ્યો—પ્રસર્યો | નીચે—તળે હેઠે |
| પ્રખ્યાત—આબરૂદાર | સેના—લશ્કર |
| ઝાઝાં—ઘણાં | ઉતરતું—મુકામ કરતું |
| ઝાડ—વૃક્ષ | ઉગે—ઉત્પન થાય |
| ઝુંડ—ઘટા | આંબો—કેરીનું ઝાડ |
| દીસે—દેખાય | હારોહાર—જોડેજોડ |
| જોતાં—નજર કરતાં | ઘણા—પુષ્કળ |
| જીવ—આત્મા | કેરી—આંબાનું ફળ |
| હરખી—રાજી થઇ; ખુશી થઇ | સ્વાદ—મિઠાશ; લેહજત |
| [illegible]—ડોલે | [illegible]—કાંઇપણ બાકી |

રૂડી—ગાઢી
છાયા—છાંયડો
ભુંડી—ખરાબ; નઠારી
માયા—હેત; પ્રીતિ
કપાસનો છોડ—એક જાતનો છોડ છે કે જેમાંથી રૂ થાય છે
જાતે—પંડે; પોતે
જગત—દુનિયા; પૃથ્વી
હાંકનારો—ચલાવનારો
ખીલ્યું—પ્રફુલ્લિત થયું
ખેતર—ક્ષેત્ર
ખસખસ—અફીણનું બીજ
અફીણ—એક જાતનો કડવો વાસ
અમુલ્ય—કિંમતી
રસ—પાણી
બુદ્ધિહીણા—ઓછી અકલ વાળા
વિના—વગર
ખપ—કામ; ઉપયોગ
ખાય—વાપરે
ખરે—સાચે
મરે—મરી જાય
વાંક—દોષ; ગુનો
શોભે—સારો દેખાય
શેલડી—એક જાતનો ગળ્યો સાંઠો

ઝુકે—હાલે; ડોલે
ચમરીઓ—છોગાં
દિસે—દેખાય
હાથી—ગજ
કુંભસ્થળ—હાથીનું ગંડ સ્થળ
ઝવાહિરસાં—હીરા માણેક જેવી
સહુ—બધાં
મુકે—રહેવા દઈ
ગાઉં—વખાણું
આસોપાલવ—ઝાડનું નામ છે.
તાડ—એક જાતનું ઊંચું ઝાડ
ગગન—આકાશ
ઝીલી—પકડી
વાંસ—એક જાતનું કઠણ ઝાડ
સાગ—એક જાતનું ઈમારતી લાકડું
ખજુરાં—ખજુર
જમરૂખી—જામફળી
કદલી—આસોપાલવ
નારંગી—એક જાતનું ફળ
અંજીર એક જાતનો મેવો
મેવા—લીલાં તથા સુકાં ખાવામાં આવે તેવાં ફળો
મઝાદાર—સ્વાદિષ્ટ; લહેજતદાર

---

## ભાગ ૨ જો.

ગુજરાત દેશ તે સાચે સાચો એક બાગ છે અને તે બાગ

ખીલ્યો, પ્રસર્યો અને તેને ફળ આવ્યાં તેથી તે દેશ આબરૂદાર ગણાય છે (૧) જ્યાં આગળ પુષ્કળ વૃક્ષોની ઘટા દેખાય છે અને તે દેશની તરફ નજર કરતાં આત્મા રાજી થઇ ડોલે છે. (૨) વડ પોતાની ડાળીઓ ચારે તરફ ફરતી ઘાલે છે કે જેની તળે લશ્કરની છાવણીઓ મુકામ કરે છે. (૩) આંબાઓ જોડે જોડે ઘણા ઉત્પન્ન થાય છે. કહો ભાઇઓ કેરીની મીઠાશમાં કંઇ પણ બાકી છે. (૪) લીમડાનો છાંયડો શીતળ છે (સારો છે) અને આમલીની પ્રિતી નઠારી છે (૫) આ કપાસનો છોડ કેવો સારો છે તે પોતે તો નાનો છે પણ આખી દુનિયાને ઢાંકે છે. (૬) કેવી મજાનું આ ખસખસનું ક્ષેત્ર પ્રફુલ્લિત થયું છે કે જેના પાણીનું કીમતી અફીણ થાય છે (૭) જો ઓછી અક્કલવાળા માણસો તે કામ વગર ખાય છે તો તે સાચે મરી જાય છે તેમાં એનો કંઇ પણ દોષ નથી. (૮) આ શેલડીઓ ઉભીછે તેથી કેવી સારી દેખાયછે અને તેનાં છોગાં કેવા હાલેછે તે જુઓ. (૯) આ મોટું ફણસનું ઝાડ કેવુંછે તેથી તે હાથીના ગંડસ્થળ જેવું દેખાયછે (૧૦ જુઓ ભાઇઓ ઘણાં વૃક્ષો હીરા માણેક જેવાં દેખાય છે માટે કહો કોને રહેવા દેઉ અને કોને વખાણું. (૧૧) જુઓ ભાઇઓ આસો પાલવ, કદંબ, પીંપળો, બીલી, અને તાડ આ સર્વે આકાશ પકડી ઉંચાં રહ્યાં છે. (૧૨) અને વાંસ, ઇમારત બાંધવાના લાકડા, સરગવો, બાવળ, ખેર, ખાખરો ખજુરીઓ અને આવળ જૂઓ. (૧૩) અને જામફળીઓ, કરમખીઓ, બોરડીઓ, સીતાફળીઓ, કદલીઓ અને દાડમડીઓ જૂઓ. (૧૪) અને કોઠી, રાયણ, લીંબુ, જાંબુ, નારંગી, અંજીર અને લાંબા શેતુર જુઓ, (૧૫) વળી પપૈયાં, ફાળસાં અને દ્રાક્ષો

એવાં એવાં પુષ્કળ લહેજતદારો ફળો થાય છે. (૧૬)

---

## ભાગ ત્રીજો.

મઝા—ગમત; રમુજ
દેશ—મુલક
સોનું—હેમ; સુવર્ણ
સુગંધ—શોડમ
સજની—બેહેનપણી; સખી
રંગબેરંગી—જુદીજુદી જાતનાં
ઉંડી આંખે વળગે—આંખને ઠંડક આપે તેવાં; જોવાથી આંખ ઠરે તેવી
સુંદર—મજાની
સારી—ઉત્તમ; શ્રેષ્ઠ
બેઠો રહ્યો—ગસમસાટ થઈ રહ્યો
મુલક—દેશ
બાધો—સઘળો
ભારી—મોટો
જૂઈ—એક જાતનું ફુલ છે
જાઇ— ,,
કેતકી— ,,
સાહેલી—બેહેનપણી; સખી
ગુણી—ગુણવાળો; ફાયદાવાળો
મઘમઘી—બેહેકી
વન—જંગલ
ચોગમ—ચારે તરફ

નામ લેતાં—ઉચ્ચાર કરતાં
સો,રમ—સારીવાસ; સુગંધ
ખિલે—પ્રફુલ્લિત થાય
કમળ—પાણીમાં થતું લાંબી ડાંડીનું ફુલ; કમળ કાકડીનું ફુલ
જળ—પાણી
ચોપાસ—ચારે તરફ
સોહામણાં—શોભિતાં; સારાં દેખાત
સાંજે—સંધ્યાકાળે
ગુલબાસ—એક જાતનો ફુલનો છોડ છે
શોભતું—સારૂં દેખાતું
કેસૂડાં=ખાખરાનાં ફુલ
વા'લાં—પ્યારાં
સુંદર=સારી; મજાની
પૂઠે—પાછળ
પ્રેમ—હેત
પોયણી—એક જાતનું પાણીમાં થનારૂં ફુલ
પરણી—લગ્ન કર્યું
ચાંદાસું—ચંદ્રમા સાથે
ચાંદો—ચંદ્ર; સોમ
હાંસું—હસવું

| | |
|---|---|
| ખુબ—પુષ્કળ; મસ | જગદીશ—પરમેશ્વર |
| ખિલ્યા—પ્રફુલ્લિત થયાં | ઇશ્વર—પરમેશ્વર |
| કરણાં—એક જાતનાં ફુલ | સભર—સઘળે ઠેકાણે |
| સમ—બરોબર; સરખાં | ધન—દોલત; પૈસો |
| બનિયાં—બન્યા, થયાં | ભાગ્ય—નસીબ; |
| વનવૈભવ—જંગલનો ભપકો | ભવ—દુનિયા |
| ઈશ—પરમેશ્વર; ઇશ્વર | સાર—મતલબ |
| વાસ—રેઠાણુ | સર્યા—પુગે થયો |

---

અરે બહેન આપણાજ મુલકની ફુલો અને રમુજ છે અરે બહેન સુવર્ણ અને સોડમ એ બરાબર છે. (૧) જૂઓ ફુલ જૂદી જૂદી જાતના કેવા સારા દેખાય છે; અને તે જોવાથી આંખો ઠરે એવાં છે. (૨) જૂઓ સોડમ કેવી મજાની શ્રેષ્ઠ છે તેથી સઘળો મોટો દેશ મસગસાટ થઈ રહ્યો છે. (૩) હે બહેન તમે જાઈ, જુઇ, કેતકી, પારેજાતક, ચંપો અને ચંબેલીના ફુલ જુઓ. (૪) ફાયદાવાળો ગુલાબ, મોગરો, બટમોગરો, ગુલછડી, તગર તુળશી અને ડમરો જુઓ. (૫) અને ચારે તરફથી જંગલો બેહેકી રહેલા છે માટે મોંમાથી ઉચ્ચાર કાઢતાં સારી વાસ આવેછે. (૬) જૂઓ પાણીમાં ચારે તરફ કમળફુલ કેલાં પ્રફુલિત થયાં છે. અને સંધ્યાકાળે ગુલાબ કેવાં સારા દેખાય છે. (૭) આ ગુલલાલા કેવા સારા દેખાય છે. અને ખાખરાના ફૂલ અને કસુંબા પ્યારા લાગે છે. (૮) જૂઓ બહેન પેલાં મજાનાં સૂરજફૂલ સૂરજની પાછળ હેતથી ફરે છે. (૯) પેલી પોયણીએ ચંદ્રમા સાથે લગ્ન કર્યું

છે. માટે જૂઓ ચંદ્રગાને જોઇને હસવુ આવે છે. ચદ્રોદય પછી રાત સારી દેખાય છે. (૧૦) તનમનીઆં અને કરેણાં પુષ્કળ પ્રફુલિત થયાં છે. ૧૧) જંગલનો બપકો જાણે પરમેશ્વરને બોલાવતો હોય તેમ માલૂમ પડે છે, માટે લીલા જંગલમાં પરમેશ્વરનું રેહાણુ છે. (૧૨) જે જે ઠેકાણે હું જોઉં છું. ત્યાં પરમેશ્વર માલમ પડે છે. નવલરામ કવિ કહે છે કે મારાં નસીબ સારાં કે દુનિઆની મતલબ પૂરી થઇ. (૧૩)

---

## નિશાળનું વર્ણન.

| | |
|---|---|
| નિશાળ—શાળા. | વેલી વસ્તુ |
| વર્ણન—બયાન | ઉમંગ—હોંશ |
| પાય લાગુ—પગે લાગુ | ખેળવણાં—રમવાની વસ્તુઓ |
| ભાગ—ગટાડ | ખુશકારની—મજાની |
| ભુખ—રૂચી | આકાર—ઘાટ |
| મુખ—મોં | જન—માણુસ |
| જેવડી—જેટલી સરખી;બરોબર | રીઝી—રાજી થઇ; ખુશી થઇ |
| બેનપણીઓ—સખીઓ; સાહેલીઓ | ચળકવું—પ્રકાશવું; તેજ મારવું |
| ચોપડી—પોથી | ચોકઠું—ચાર ખુણાની વસ્તુ |
| ચાલી—હીંડી | લખોટા—મોટા લકટા |
| મનમોજે—અંતઃકરણના ઉમંગથી | જેવડે—જેના લીધે |
| ગવાય—બોલાય | ગણે—ગણત્રી કરે |
| ગીત—ગાયન | બાળા—બાળક; નાની છોડી |
| રોજ—હમેશાં | નવરંગી—જાત જાતનાં; તરેહ તરેહનાં |
| રૂપાળાં—સારાં શોભિતાં | |
| પેટી—પાટીઆની ચોખંડી બના- | નવા—તાજા |

| | |
|---|---|
| ઝકતકતા--ચળકતા | શાંત—ઠંડો |
| ભીંત—દીવાલ. | સ્વભાવ—મિજાજ |
| ભલા—સારા | સદા—હમેશાં; દરરોજ |
| ખુબ=પુષ્કળ | મીઠું—મધુરૂ , સારૂં. |
| બસવું—બાંધવું; ટીંગાવવું | ભાખે—બોલે |
| તખ્તા—દર્પણ; આરશીઓ | શીખવવું-બતાવવું |
| ગોળો.—દડાજેવો પૃથ્વીનો આકાર છે તે. | છટા—ઝપકો |
| | ચિત્ત—મન |
| ચોગમ—ચારે તરફ | ચોટે—લાગે |
| ચીતર્યો— કાઢ્યો | ઘટા—ડાળીઓનો ભરાવ |
| ચકરચકર—ફરફર કરતો. | રમવું—ખેલવું |
| ફરતો--ભમતો | રૂડું—સારૂં |
| ખરો—નક્કી, ખરેખર | શીખવું—ભણવું |
| સાચે—ખરે | રોજ-નિત્ય; હમેશાં. |
| દિવસ—દહાડો | રદલ ગે-હોંશલાગે; રસલાગે. |
| સખી-બેહેનપણી | ભણીએ—શીખીએ |
| સંગ—સોબત | પ્યાર-હેત; પ્રીત; પ્રેમ |
| મતિ— બુદ્ધિ | ભાગ્ય—નશીબ |
| ભણું રંગે-હોંશથી ભણું. | જાગે-ઉઘડે. |
| મરમ-શોખ; ગમત | ભણતર-ભણવું |
| ભણવું—શિખવું | વણ-સિવાય, બીજું |
| રજા—છુટી | નરનાર—સ્ત્રીને પુરૂષ |
| રમવાની-રમત કરવાની | પશુ-ચાર પગના જનાવર |
| મહેતાજી--શિક્ષક; માસ્તર | અપાર-ગણાય નહી તેટલાં |
| રાગ—હેત, પ્રીતિ | સરખાં-બરોબર |
| રાખે—બતાવે. | નરખ્યાં—જોયાં |

---

હે માતાજી હું તને પગે લાગીને કહું છું કે તું મને શાળાએ

મૂક, અને હે માતાજી હું મારા મોઢામાંથી જે માગું તેની રૂચી તું મટાડ. (૧) હે માતાજી મારી સખીઓ મારા જેવડી છે માટે તમે જુઓ કે ઘણી ખરી પોતાની પોથીઓ લઇ આ હીંડી માતાજી. (૨) હે માતાજી તમે જુઓ કે તે પોતાના મનના કો ઉમંગથી શાળાએ જાય છે, અને હે માતાજી તે જ્યાં જાય છે, ત્યાં દરરોજ ગાયન ગવાય છે માતાજી. (૩) હે માતાજી આ એક પેટી સારા સારા રંગથી ભરી છે, તેતો એ હોંસથી ત્યાં બેઠી બેઠી તપાસે છે. માતાજી. (૪) હે માતાજી રમવાની વસ્તુઓ મજાની બીજી ઘણી છે. જેમાંની એકને માણસો ખુશી થઇ આકારની રમત કહે છે માતાજી (૫) હે માતાજી વળી આ શોભીતા ચોકઠ છે તેમાં લખોટા ભરવેલા છે તેથી નાની છોકરીએ ગણતાં શીખે છે. માતાજી (૬) હે માતાજી તાજા અને નવી નવી તરેહના નકશા આરસીઓની માફક ચળકે છે તેથી તેને સારી રીતે ભિંતોએ ટંગાવ્યા છે. માતાજી (૭) હે માતાજી ત્યાં ચારે તરફ ચિત્રેલો એક પૃથ્વીનો ગોળો છે, અને હે માતાજી ખરૂં કહું છું કે તે ચકરા ચકર ભમે છે. માતાજી (૮) હે માતાજી હું એક દહાડો મારી બેનપણી સાથે ત્યાં ગઈ હતી, તેજ દિવસથી મારા મનમાં હોંશથી ભણું ભણું એમ મારી બુદ્ધિ ફરી ગઇછે. માતાજી(૯) હે માતાજી શાળામાં તો શીખવાની ગમત છે. અને વળી એક વાગે ખેલવાની છુટી આપે છે. માતાજી (૧૦) હે માતાજી શિક્ષકો સઘળાં ઉપર હેત રાખે છે. અને હે માતાજી તે હમેશાં ઠંડે મિજાજે મધુરૂં બોલે છે. માતાજી (૧૧) હે માતાજી તે ઠેકાણે ભણાવવાનો ભપકો ઘણો સરસ છે. હે માતાજી જેમ ઝાડની ડાળીઓ ચારે તરફ ફ-

થરાઇ રહી છે તેવી રીતે મારૂં મન લાગે છે. માતાજી (૧૨) હે માતાજી આવી શાળાએ મારે ખુશીથી જવું છે. હે માતાજી રમવા કરતાં શીખવું હમેશાં ગમે છે. માતાજી (૧૩) હે માતાજી બહારથી શાળાઓ જોતાં ઘણી વહાલી લાગે છે માટે હે માતાજી જો ત્યાં જઇ પ્રેમથી શીખીએ તો હે માતાજી મારાં નશીબ ખુલે. માતાજી (૧૪) હે માતાજી પૂરૂષ કે સ્ત્રી ભણ્યા વગરના પશુ બરોબર છે. એટલા માટે હે માતાજી મેં વિદ્યામાં ગણાય નહિ તેટલાં સુખ જોયાં છે. માતાજી (૧૫)

---

# ધોરણ ચોથું.

## ઇશ્વરનું જ્ઞાન.

ધોરણ—વર્ગ, કલાસ.
સારૂં—વાસ્તે, માટે
ધ્યાન=ચિત, મન.
જગત—દુનિયા
નિભાવે—ચલાવે
ભજું—ભજનકરૂં; પ્રાર્થના કરૂં
ભાવે—હેતે, પ્રેમે
ખલક—દુનિયા, જગત
પલક— થોડામાં થોડો વખત
બનાવે—ઉત્પન કરે
ચાહે—ઈચ્છે; મરજીમાં આવે
ઝટ—જલદી
ડુબાવે—બુરાડે
વિશ્વનાથ—પરમેશ્વર; દુનિયાનોધણી
સુર્ય—રવિ; આદિત.
શોભાવે—સારૂં દેખાડે
ચંદ્ર—સોમ; ચદ્રમા
ચળકાવવું—અજવાળું આપવું; તેજ આપવું.
ઘુમટ—ગોળ આકાર.
ટેકાવવું—આધાર આપવો
અસંખ્ય—ગણાય નહી તેટલાં.
ગોળો—દડાજેવી વસ્તુ
ગબડાવવું—નાંખવું; ફેંકવું
જડ—જીવવગરની વસ્તુઓ;
ધર્મ—પંથ
ધરાવવું—ધારણ કરવું; દેખાડવું
મન—ચિત્ત

મુક્તિ—મોક્ષ
ચડાવે—ઘાલે; મુકે
પ્રાણ=જીવ, આત્મા
આધાર—ટેકો
સાર—મતલબ, તત્વ
ડાહ્યો—શાણો
દયાવંત—રહેમવાળો; દયાવાળો
આદિ— શરૂઆત.
અંત—છેડો;
સકળ—બધા; સઘળા

શક્તિ—બળ; જોર
ભુપ—રાજા; નૃપ
અનુપ—ઉપમા આપી ન શકાય તેવું
અકળ— કળાય નહીં તેવાં
અરૂપ—રૂપ વિનાનું
મનવાણી—મન અને વાચા
ચુપ—છાની; બંધ
શુંજ—વખાણું કરૂં

---

આ દુનિયાનો ચલાવનાર જે પરમેશ્વર છે તેની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું, આંખ મીચીએ અને ઉઘાડીએ એટલામાં જે દુનિયા ઉત્પન્ન કરે છે તેની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. જ્યારે તેની મરજીમાં આવે છે ત્યારે જરા વારમાં ભુરાડી દે છે તેની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. તે વળી દુનિયાનો ધણી કહેવાય છે. તેની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂંછું. જે આ આદિતને સારી શોભા આપે છે તેની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂંછું. જે આ ચંદ્રમાને તેજ આપે છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂ છું. જે આકાશના ઘુમટને આધાર આપે છે, તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. ગણાય નહી તેટલા ગોળા ગબડાવે છે તેની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂ છું. શુન્ય વસ્તુઓમાં જે ધર્મ ધારણ કરાવે છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂ છું જે બધા જીવોને ટેકો આપનાર છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રા-

થના કરૂં છું જે તત્વમાંનું તત્વ છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. જે શાણો અને દયાળુ છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું જેનો જન્મ નથી અને મરણ પણ નથી તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. સઘળા જગ નો રાજા છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું જેને ઉપમા આપી શકાય .નહિ તેનો એક છે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. જે ઠેકાણે મનના વિચાર બંધ હોય અને તે ભણે તેનીજ હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું. ના-લરાગ કવિ કહે છે કે તેના કેવી રીતે હું વખાણ કરૂં. એ-વા એ પરમેશ્વરની હું ખરા પ્રેમથી પ્રાર્થના કરૂં છું હે પ-પરમેશ્વર તેનો તુંજ છે માટે તારી ખરા પ્રેમથી પ્રાર્થના કરૂંછું.

---

## ચોમાસુ

| | |
|---|---|
| ચોમાસું—વરસાદના ચાર મહિના | પાન—પાંદડું |
| વાદળીઓ—વરસાદના વાદળાં | ફર્યો—ગહલાયો |
| ધુમાધુમ—દોડાદોડ | પવન—વાયરો |
| માંડી—શરૂ કરી | ઠર્યો—સ્થીર થયો |
| ગાડી—ગાતા; ગા | ઇશાન—પૂર્વ અને ઉત્તર વચ્ચેનો ખુણો |
| હાલા—ખરે | શ્વાસ—દમ |
| ઝટ—હમણાં | જીવ—આત્મા; પ્રાણ |
| ધામ—બફારો; ઉકળાટ | રૂંધાય—અકળાય, ગભરાય |
| કેરી—આંબાનું ફળ | પંખીઓ—પાંખવાળા પક્ષીઓ. |
| બાફમાં—બફારામાં | વિખેરી=છુટાકરી |
| ઘાલી—મુકી | ધુળ—રેત |
| હાલતુ—ડોલતું; ઝુલતું | |

નાહે—નહાય.
ભુંડી—નઠારી, ખરાબ
અંગ—શરિર
આળાઈઓ—પરસેવાની ફોલ્લીઓ.
કરડીખાય—ચટકાભરે.
સાંજ—સંધ્યાકાળ
સુખ—નિરાંત; આરામ
આથવાર્યો—પુરોથવા આવ્યો.
આષાડ—ચોમાસાનો પહેલોમહિનો
મેહુલો—વરસાદ
મે'રકરી—કૃપાકરી, મેહેરબાની કરી
ખેડી—જમીન પોચી કરી
ખેડુત—ધરતી ખેડનાર
ચાસ—ખેતરમાં હળવતી લીસોટા પાડેલા તે
વાટ—રાહ
દાઢી—નિત્ય; હમેશાં
ઠરી=નિરાંત કરી.
ઠાંગ—ઠેકાણે
ખલાસી—નાવિક; વહાણવટી
સંન્યાસી—સન્યસ્ત ધારણ કરનાર
વેપારી—રોજગારી
અધિકારિયો—ઉપરીઓ; અમલદારો
પ્રવાસ—મુસાફરી કરવી.
મોસમ—ઋતુ
બધાં—સઘળાં
વા'ણો—મોટા નાવો.
નદી=મોટી પાણીની નેહેર.
નાળે—નાનું વેળીઉં; નેહેર
નીર—પાણી
હરણ—મૃગ
પ્રાણ—આત્મા
લુણી=કોરી
સુકી—સુકાએલી
ખડંગ—ખડંગ થતો અવાજ.
ભોંય—ધરતી; જમીન
પગપથ—પાણીપાણી કરતાં.
પોકારવું—બોલવું
જોડે—સાથે
પપૈયા—ચાતક પક્ષીઓ
પ્રાણીમાત્ર—જીવજંતુ
આધાર—ટેકો
મેઘરાજા—વરસાદનો રાજા
મહારાજ—મોટારાજા
માઝારાખો—મરિયાદા રાખો; અદબ રાખો
ધાતાં ધાતાં—દોડતાં દોડતાં
વાદળ—આકાશમાં એકઠી થયેલી વરાળ
ગગન—આકાશ
ઘેરી—કેદ કરી; આંતરી
અંધારકોટ—અંધારાનો કીલ્લો.
બનાવે—કરે
ચમક ચમક—ઝબઝબ; ઝકઝક.
વીજના—વીજળીના
ચમકારા—ઝબકારા

કડકડયાં-વાગ્યાં; કડાકા થયાં.
નગારાં—તાંસાં
છુટ્યો—વાગ્યો.
લહેરૂં—ઝાપટું.
વર્ષ્યો—આવ્યો
નિશ્ચે-ખરેખર;નક્કી.

ધારૂં—વિચારૂં
મુશળધાર-પુષ્કળ વરસાદ વર્ષ્યો
સુગંધ—સારીવાસ
છેડી—ગસગસાટ થઈ રહી
શાંતિ—નરમ પ્રકૃતિની, સ્થિતી.
સંસાર—જગત, દુનિયા

---

અરે માતા આ વરસાદના વાદળાઓએ કેવી દોડાદોડ શરૂ કરી છે તેથી એ માતા હવે વરસાદના દિવસ આવશે કે શું? (૧) ખરે શું હમાણા નહિ આવે. [1] કેરીઓ ડાભમાં ઘાલી હોય તેવી રીતે બફારો થાય છે. (૨) હમણાં વૃક્ષનું એક પાંદડું ઝુલતું નથી અને હમણાં વાયરો બદલાયો અને ઈશાન તરફ જઈને સ્થીર રહયો છે. (૩) આત્મા ગભરાય છે તેથી બીલકુલ દમ લેવાતો નથી અને પાંખવાળા પક્ષીઓ પોતાની પાંખો છુટી કરીને રેતમાં નહાય છે. (૪) આ શરીર ઉપર ખરાબ પર સેવાની ફોલ્લીઓ ચટકા ભરે છે. અને જ્યારે સંધ્યાકાળ થાય છે ત્યારે કાંઈક જરા સારૂ થાય છે. (૫)અષાડ માસ પૂરો થવા આવ્યો તેથી ઉંચું જોઇ સર્વે લોકો કહે છે કે હવે તો વરસાદે કૃપા કરવી જોઇએ (૬) ખેડુત લોકો પોતાની જમીન ખેડી પોચી કરીને ચાસ પાડે છે અને હમેશાં ખેતરમાં ઉભા ઉભા વરસાદની રાહ જૂએ છે. (૭) વહાણુ વટી, મુસાફરો અને વળી રોજગારી લોકો, અમલદારો અને સાધુઓ નિરાંત કરી એક ઠેકાણે બેસે છે. ( ૮ ) વરસાદની રૂતુ શરૂ થઈ તેથી સઘળા વહાણો બંધ પડ્યાં. નદી અને નહેરોમાં બીલકુલ

પાણી છે નહિ તેથી મૃગોના જીવ જાય છે. (૯) જમીન સુકા એલી, પાણી વગરની અને ભૂખી છે તેથી ધરતી ખડંગ થાય છે અને ચાતક પક્ષી પાણી પાણી માગે છે (બોલે છે.) ( ૧૦ ) સઘળા પ્રાણીનો ટેકો વરસાદ ઉપર છે, તેથી સઘળા લોક કહે છે કે હે મોટા રાજા તમે આવો અને અમારી આબરૂ રાખો. ( ૧૧ ) કાળાં વાદળાં દોડતાં દોડતાં આવે છે અને આકાશને ઘેરી આંધરાનો કીલ્લો બનાવે છે (૧૨) વીજળીના ઝબકારા ઝક ઝક થાય છે અને કડ કડ જાણે નગારાં વાગતાં હોય તેમ આકાશમાં ગડ ગડ થાય છે. ( ૧૩ ) હવે પવન વાવા માંડયો અને વાનો ઝપાટો ઠીક આવ્યો, તેથી હું નક્કી ધારૂં છું કે કોઇ ઠેકાણે વરસાદ વરસ્યો હશે ખરો. ( ૧૪ ) વરસાદ પડવા માંડયો એ પડયો અને તેનો મોટાં મોટાં ફોરાંથી પડવા માંડયો, તેથી આ ગરબીના બનાવનાર નવલરામ કહે છે કે સારી વાસ ગસ ગસાટ થઇ રહી અને દુનિયામાં બધે શાંતી થઈ. ( ૧૫ )

---

## જનાવરની જાન ૭ ચોકો,

| | |
|---|---|
| જનાવર—પશુ | બેટે—છોકરો |
| જાન—એક ગામથી બીજે ગામ પરણવા જતો વર અને તેની સાથેના માણસો | પરણેછે—લગ્ન થાય છે |
| મેઘા ડંબરગાજે—વરસાદના મ ડ વાનીપેઠે થતો અવાજ | ઢોલ—ઢગઢગ અવાજવાળું નગારૂ |
| બાઇનો—બાપડાનો | નગારાં—તાંસા |
| | ભેર—એક જાતનો ભેરવીનાદ |
| | સુર—અવાજ; સાદ |
| | સરણાઈ—એક જાતનું વાજીંત્ર |

તીણા—ઝીણા
સાબેલા—વરની આગળ ઘોડે અ
ગર ગાડીમાં બેઠેલાં છોકરાં
શોભિતા—સારા દેખાતા
બેટાબેટી—છોકરો છોકરી
ઠીક—સારી
હાકોટાકમગાં—માણસો ભેગાં થયાં
જરા—કીંચિત, લગાર
ઠામ—મુકામ જગ્યા
ઠાલો—ખાલી; ભરેલા વગરનો
દોડવું—દોટ મૂકવી
વર—પરણનાર
બાપ—પિતા
દડબડ—ઝટપટ ઉતાવળથી
દાઢીઆળો—દાઢીવાળો
જોરા—બળ; જોર; શક્તિ
ભેગાં—એકઠાં
ભાવ—હેત; પ્યાર
ઢોરાં—જનાવરો
રાતામાતા—મગર મચ્છ થએલા
આખલો—સાંઢ
શિંગડું—શીંગઢોરના માંથા ઉ
પર હોય છે તે
માગ—રસ્તો
પદ પોલિસ—સિપાઈ જાણે પો
લીસનું કામ કરતો હોય તેમ
શ્રેષ્ઠ—મોટા; ઉંચા
હીંડવું ચાલવું
ઓડે—ડોકે

અરાઢે—અઢાર
વાંકડા—વાંકા
કામદાર—મોટા કારભારી; વજીર
ગોડે—ગેઠે
હાર—ઓળ
દાંતવાળા—દંતવાળા
ન્યાળીને—નિહાળીને; તપાસીને
ડોલતા—હાલતા; ઝુલતા
શેઠ—પૈસાદાર; સાહુકાર
ઘણા—પુષ્કળ; ખુબ
પાડો—ભેંસનો છોકરો
કઢંગા—બેડોળ વળાં
ખડ—ઘાસ
જડ—મૂઢ
ગાઢ—પુષ્ટ
આંખફાડી—ગીજાઈ જતો રહ્યો,
ડોળા કાઢી
છાતી—હૃદય; હૈડું
નીસરી—નીકળી
ખુબ—ઘણાં; પુષ્કળ
ખુંખારા—હોંકારા
ઉછળતાં—કુદતા; ઉછાળા મારતા
ઘોડલો—ઘોડો, અશ્વ
સારા—રૂપાળા
ટટુઓ—ખચ્ચરો
ટગુમગુ—ધીરે ધીરે;
ચાલતાં—હીંડતાં
પૂંઠે—પછવાડે
હાજીહાજી કરી—હાહા કરી

ડીફાં-ડફણાં; ડંગોરા; લાકડીઓ
વિના-વગર; સિવાય
અતેડા=ડફણાં વગર જેને ચાલવું ફાવતું નથી તેવાં ગધેડાં
હારોહાર-જોડાજોડ
માંહેમાંહે-એકબીજામાં
લપતા-છુપાતા; સંતાતા
કામળ=કામળો; ધાબળી
ઓઢી-પહેરી
ગાડર-ઘેટાં
પિતરાઇઓ-પોતાના કુટુંબના પાસેનાં સગાં
અક્કલ-બુદ્ધિ
વેહેવાઈ-વરને કન્યાના બાપ એક એકના વહેવાઇ થાય
કોડી-જરા; લગાર; થોડી
આડાઅવળા-આમતેમ
લેખું-ગણત્રી
સાગર-દરિયો
તણો-નો
દેખુ-જોઉં
વાજે-વાગે
વાજન=વાજંત્ર
વિલાતી-વિલાયતી
ભેરભુંગળ=એક જાતનાં વાજીંત્ર
ઝાંઝરી-ઝાંઝો
ભરડતીજાતી-ગાતી હીંડતી
વરરાજા-રાજાના જેવો બનેલો વર

માસ-મહિનો
બાળ-બાળક અથવા નાનું છોકરૂં
પરણાયું-વિહવા થયો, લગ્ન થયું
ઝપ-જલદી
ઝોળીમાં-ખોઇઆમાંથી
મન=ચિત
માડી=મા; માતા
ઠરતું-રાજીથતું
મંગળ-સારાં; સુભ
હરખીહરખી=ખુશીખુશી થઈ; રાજીરાજી. થઈ
જાંદરણી=જાનયડીઓ; વરની જાનમાં વરની તરફથી ગએલી સ્ત્રીઓ
કોડે-હોંશે
સરખી-વાસ્તે; માટે
આણી-લાવી
આડોશ પાડોશણો=નજીકના પાડોશિઓ
બાઇપણી=બેહેનપણી
તેડી-બોલાવી-લાવી
વીસર્યાં-ભુલ્યાં
કુદે-કુદકા મારે
સામટાં=એકદમ બધાં
સુર-અવાજ; ઘાંટો
છુંદે-બગાડે
બેંબેં-બકરીનું બોલવું
ભુંકતી=ગધેડીનું બોલવું
ભુંડું-ખરાબ; નઠારૂં

| | |
|---|---|
| મ્યાંઉં મ્યાંઉં—બિલાડીનું બોલવું. | ખનખન—શાબાશ શાબાશ |
| વેર—દુશ્મનાઇ | ચારપગાં—ચાર પગ વાળાં |
| ફુંડું—નઠારૂં | સમજે—જાણે |
| હુકહુક—એવું બોલતી વાંદરી. | હસવું—ખુશીથવું |
| નાચે=નૃત્ય કરે | વારૂં—ગેરૂં |

---

આ બકરીનો છોકરો આજે પરણે છે, તેથી જનાવરની જાન ધગ ઘોર વરસાદના ભાંડાની પેઠે ગાજે છે. ૧ ત્યાં ઢોલ, તાસાં, ભૂંગળ અને સરણાઇના સાદ ઝીણા સંભળાય છે ઘેટીનાં છોકરા અને છોકરીઓ મળી સો સાબેલા થયા છે અને તે ઘણા સાર દેખાય છે. (૨) લોક એટલા થયા છે કે જરા પણ જગ્યા ખાલી નથી. અને ત્યાં પરણનારનો દાઢીવાળો પીતા ઉતાવળથી દોડે છે (૩) સાજનનું કંઇ પણ પૂછવાનું નથી, કેમકે બકરીએ બળ કર્યું તેથી મોટાં મોટાં જનાવર હેતથી ભેગાં થયાં છે. (૪) મગરમચ્છ સાંઢીઆઓએ પોતાનાં શિગડાં પસરાં રાખ્યાં છે, તેથી જાણે પોલીસનું કામ કરતા હોય તેમ તેઓ રસ્તો મૂકાવતા જાય છે. (૫) સાંજનમાં મોટાં મોટાં ઊંટ છે ને પોતાની ઉચી ડોક રાખી ચાલે છે અને મોટા કારભારીઓની પેઠે તેના શરિરના અઢારે ભાગ વાંકા છે. (૬) ઓળમાં મોટા દાંતવાળા એક બે હાથી છે. તે શુંઢવાળા શેઠ જાણે કે મોટા શેઠ ચાલતા હોય, તેમ નીચું તપાસતાં ને ડોલતાં ડોલતાં ચાલે છે. (૭) હાથી તો ઘણા થોડા છે પણ ઓળો રોકતા પાડા પુષ્કળ છે; અને તે કાળા બેડોળવાળા મુંઢ ઘાસ ખાઇને પુષ્ટ થયા છે. (૮, ડોળા કાઢી ઘણા હોંકારા કરતા છાતી બહાર

નીકળી અને સારા સાજન થઈ ઘોડાઓ કુદતા કુદતા ચાલેછે. ( ૯ ) ખચ્ચરો ધીમે ધીમે ચાલે છે અને તેની પાછળ કં-ગાલ ગધેડાં ચાલે છે અને જે ગધેડાને ડફણા વિના ચાલવું ફાવતું નથી તેવા ગધેડા હાજી હાજી કરે છે. (૧૦) આ હ-બગો જોડે જોડે એક બીજાની પાછળ સંતાતા હીંડે છે, અરે પેલું કાગળો ઓઢીને આવે છે તે કોણ હશે! એ તો વળી ઘેટાની મા છે. ( ૧૧ ) વહેવાઈના સગા વહાલાંમાં એક ત-લભાર પણ બુદ્ધ નથી, માટે તમે જુઓ કે તેઓ આમ તે-મ એક બીજાની પાછળ દોડી જાય છે. ( ૧૨ ) વરનો બા-પ બકરો છે. અને તેની તો કંઈ ગણતી પણ નથી હું આજે કેવો શિંગડાનો દરિયો જોઉંછું (૧૩)હવે વરરાજાનો ઘોડો આવ્યો તેની આગળ વિલાયતી વાજીંત્ર વાગે છે અને તેમાં બેર ભૂંગળ અને ઝાંઝો છે તેાા એકઠો સ્વર સંભળાય છે (૧૪ રાજા જેવો ખતો વર બે મહિનાનો છે માટે તે બાળક રૂવે છે અને બોઈયામાંથી જયારે પોતાના છોકરાનો વિ-વાહ થાય છે ત્યારે તેની માનું મન રાજી થાય છે ( ૧૫ ) બકરી બાઇ વળી ખુશી ખુશી થઈને સારાં સારાં મંગળ ગી-ત ગાય છે અને હોંસથી જોવાને વાસ્તે જાયડીઓ પુષ્કળ છે. (૧૬) બકરીબાઇએ પોતાની નાતની અને બીજી પોતા-ના સખીઓ બહેનપણીઓ અને નજીકના પાડોશીઓ વિ-ગેરેને લાવી છે. (૧૭) જાનમાં ભેંસ, ભુંડણ, ઉંટડી, ઘેટી, ઘો-ડી, ગધેડી, ઘેનુ, બિલાડી અને ઉંદરડી હતાં એ સર્વેને એક કુતરીએ બોલાવ્યા. ( ૧૮ ) વળી વાંદરાઆને ભુલ્યાં નથી

કેમકે આ દશ વીસ કુદે છે એ બધાં ભેગાં થઈ અને ઉના-ળાથી ગાય છે તેથી રાગને બગાડી નાંખે છે. (૧૯) કોઇ બેં બેં કોઇ બેં બેં અને કેઇ નહારૂં બોલે છે અને કેઇ ચું ચું અને મ્યાંઉ મ્યાંઉ કરે છે એવી રીતે કોઇનું વરવા-ળી નઠારૂં બોલે છે. (૨૦) જુઓ આ હુક હુક કરતી વાંદ-ળીઓ કેવી રીતે નાચે છે. શાબાશ શાબાશ જકરી બાઈ તા-રા જેવી કોઈની જાન જોઇ નહોતી. (૨૧) ચાર પગાંવાળા પશુની જાન આ બે પગવાળા માણસને વાસ્તે બનાવી છે કેમકે જો તે સમજે તો તેની મતલબ લે નહીતો હસવા જેવું છે, (૨૨)

---

## ભણવાનો વખત.

વખત—વેળા; અવસર
ભણ્યાનો—શીખવાનો
વહી—જતો
પસ્તાવા—ફિકર
બાળાપણ—નાનપણ
અવસર—વેળા; વખત
જીવ—પ્રાણ; આત્મા
જીવતરમાંહ્ય—જીંદગી માંહે
ચોમાસું—વરસદના મહિના
આખું—સઘળું
વરસ—બાર મહિના
પસ્તાયછે—ફિકર કરેછે. પશ્ચાતાપ કરેછે
બાળપણું—નાનપણું
લિખું—મધું-

કાળ—વખત; વેળા
ગિરફતાર—સપડાઇ ગયેલી હાલત, ખટપટ
દુનિયા=જગત
મથી—મહેનત કરી
કુમળી=નાજુક.
ડાળ—શાખા; ડાંખળી
પાકી—દેવતામાં પકવેલી
કોઠી—દાણા ભરવાની ઘડી
કોઠીના કાના—ઘડીની કોર
ટપુટપુ—ટુટક ટુટક; અટકી અટકી
ગભરાય—અકળાય
બાળક—છોકરું
ટાળ—મટાડ; કાઢીનાંખ

આળસ—સુસ્તાઈ
ઉપાય—ઇલાજ
વિના—વગર; સિવાય
નરનાર—સ્ત્રીઅને પુરૂષ
નિદાન—આખર; છેવટ
દુ:ખ—સંકટ
શોભાય—દીપાય
રમત—મોજશોખ
રૂડી—સારી
કેડ—પાછળથી
ભૂંડી—નઠારી; ખરાબ
ખરૂં—સાચું; સત્ય
બાળપણ—[illegible]
સિદ્ધિ—છુટકો
ભાર—આધાર; જનમારો
સુખ—આરામ; નિરાંત
પમાય—મેળવાય
વિદ્યા—હુનર
વણ—સિવાય, વગર
પશુ—ચારપગવાળું; જનાવર

સરખું—બરોબર
કહેવત—કહાણી
સાચી—ખરેખરી
સદાય—હમેશાં; નિત્ય
જન—માણસ
જનાવર—પશુઓ
સમે—વખતે
પંડિત—વિદ્વાન
જુગતું—જોઈએ તેવું
વારંવાર—ઘડીએ ઘડીએ
વા'લે—હેતે, પ્રીતે
રણ—જંગલ
મૂગું—બોબડું; જેનાથી બોલીના શકાય તે
મૂળ—કારણ
શિક્ષા—શિખામણ
અભણ—ભણ્યા વગર
પશુપદ=જનાવરની ઉપમા
પામવા—મેળવવા
ચાહ્ય—ઇચ્છે

આ શીખવાનો અવસર જતો રહે છે જતો રહે છે અને માટે તેને પછવાડેથી ફીકર થાય છે. એ ભાઈ પછી ઘણી ફીકર થાય છે માણસના જીવતરમાં ખરો વખત નાનપણમાં શીખવાનો છે આ શીખવાનો અવસર જતો રહે છે જે ખેડુત લોકો ચોમાસામાં ખેડે નહી તો બાર મહીના સુધી તેની ફીકર કરે છે. આ શીખવાનો નાનપણ ગયું એટલે શીખવાનો વખત ગયો એમ કહેવાય છે આ શીખવાનો વખત પાછળથી જ-

ગતની ખટપટમાં પડવાથી કશું ભણાતું નથી. આ શીખવા-
નો. વખતે મહેનત કરીને ફુરસદ મેળવે તોપણ જેમ
નાજુક ડાળી વળી શકે છે અને ધરડું વળાતું નથી તેમ મોટ
પણે બરાબર ભણી શકાતું નથી આ શીખવાનો. જેમકે પક-
લા ઘડા ઉપર પછાડેથી કાના ચોડાતા નથી, તેમ તે પણ-
તુટક તુટક વાંચી અકળાય છે આ શીખવાનો. માટે હે બા-
ળક તું તારી સુસ્તાઈ કાઢી નાંખ, કેમકે હજી તારા હાથમાં
ઈલાજ છે આ શીખવાનો અવસર જાયછે શીખ્યા વિના પુ-
રૂષો અને સ્ત્રીઓ નક્કી ઘણા સંકટમાં આવી પડે છે અને
પીડાય છે આ શીખવાનો અવસર જતો રહે છે. રમવું અ-
ત્યારે તો સારૂં લાગે છે પણ પાછળથી મોટપણે તે ખોટું છે
એમ માલમ પડશે આ શીખવાનો અવસર જતો રહેછે.
હે બાઇઓ વખતે ભણવું એ ખરૂં અને રમવું એ ખરૂં એ-
જ વિવેક કહેવાય છે. આ શીખવાનો અવસર જતો રહે છે.
આ દુનિયામાં શીખ્યા વગર કાંઈપણ છુટકો નથી, કેમકે ભ-
ણેલાંજ માણસો આરામ મેળવે છે આ શીખવાનો અવસર
જતો રહે છે. વિદ્યા રૂપી હુન્નર સિવાય માણસ જનાવરની
બરોબર છે એ કહાણી હમેશાં ખરી છે. આ શીખવાનો અ-
વસર જતો રહે છે. માણસ અને પશુ જન્મ થતી વખતે
અક્કલમાં બરાબર હોય છે આ શીખવાનો અવસર જતો ર-
હે છે. પણ માણસને જોઈએ તેટલું ભણાવે તો તે વિદ્વાન
જેવો થાય છે આ શીખવાનો અવસર જતો રહેછે. ઘડીએ
ઘડીએ હેતથી ભણાવતાં નાનાં છોકરાં બોલીને, ભણી શકે છે

આ શીખવાનો અવસર જતો રહે છે. જો તમે છોકરાને જંગલમાં રાખો તો તે માણસના જેવું બોલતાં શીખે નહીં, કેમ કે બોધના લીધે અક્કલ વધે છે. આ શીખવાનો અવસર જતો રહે છે. એટલાજ માટે બધી શીખામણો માની લો કેમકે શીખામણથી માણસ મોટા થઇ શકે છે આ શીખવાનો વખત જાય છે. નવલરામ કવિ કહે છે કે જે ભણ્યા વગર રહે તો તે જનાવરની ઉપમા મેળવવા ઇચ્છે છે આ શીખવાનો અવસર જતો રહે છે

---

## ગાયના ગુણ.

ગુણ=ફાયદો
વા'લી–પ્યારી; વહાલી
ગૌરી–ગાય; ધેનુ
ગરીબ–કગાલ; રાંકડી
ગુણવાળી–ફાયદાવાળી
રૂપ–ડોળ; આકાર
રૂડું–સારૂં
મુખ–મોં
ભૂખ–રૂચી
ભાગ–મટાડ
ધોળું અંગ–ગોરૂં શરીર
રાંકડી–ગરીબ; કંગાલ
હેતાળી–માયાવાળી
કંઠ–ગળું
ઘંટડી–ઘંટા
ખણખણતી–ખડખડતી

ચરણ–પગ
ઝાંઝરીઓ–ઝાંઝો
ઝણઝણતી=ઝણઝણતો–અવાજ
વળતી–ફરતી
ભાંભાંમાં–એવા ઉચ્ચારથી બોલતી
ભાવ–હેત; પ્રીત; હોંશ
ઠેકડો–કુદકો
વાછડું=ગાયનું બચ્ચું; વાછરડું
થનથનતું–થનથન કરતું
પ્રેમ–હેત; પ્રીત
સુણતાં–સાંભળતાં
ઉછળતી–કુદતી
ઘેલી–ગાંડી; દિવાની
કદી–કોઇ દિવસ
ઠેલો–ખસેડો; હડસેલો
વાટ–રસ્તો

બચાવી—જાળવી; સાચવી
રહેમ—દયા, કૃપા
દીલ—શરીર
મારનાર—સજા કરનાર; શિક્ષા કરનાર
ભારે—ઘણી; બહુ
રીસ—ક્રોધ; ગુસ્સો
અતિશ—વધારે; ઘણીજ
ધર્મ—પંથ
મર્મ=છાંનો વિચાર; મનની છાંની વાત
પરમ—શ્રેષ્ટ, ઉત્તમ; મોટો
લહ્યો—સુણ્યો, સાંભળ્યો
ગૂઢ—છુપો
ગરીબપણાનો—ગરીબાઇનો; રાંકપણાનો
ગ્રહ્યો—લીધો; ધારણ કર્યો
પરોપકાર—પારકાનું ભલું કરવું તે
રાજી—ખુશી
જશ—કીર્તિ; આબરૂ
જગ—દુનિયા; જગત
ગાજી—ફેલાઈ
ગુણકારી—ફાયદાવાળું
સ્વાદ—મીઠાશ; લહેજત
દહીં—દુધમાં ખટાશ નાંખવાથી જે બાઝી ગયેલો ખાટો પદાર્થ તે
ઘી—ઘૃત
માખણ=દહીં વલોવેથી જે ઉપર તરી આવે છે તે પદાર્થ
છાસ—દહિમાં પાણી નાંખી વલોવેથી જે ખાટો પદાર્થ થાયછે તે
વાસ—રેઠાણ; મુકામ
અમૃત—ઘણી મીઠી; અમરત
પૃથ્વીપર—જમીન ઉપર; ધરતી ઉપર
અમ—અમારે
અર્થે—વાસ્તે; માટે
સરજે—બનાવજે
બર્ફી—ખાંડ તથા માવાનો બનાવેલો ચોસલાં જેવો પદાર્થ
પેંડા—ખાંડ તથા માવાનો બનાવેલો પદાર્થ
બાસુદી—દુધને બાળીને રાબડી જેવું કરેછે તે
શિખંડ—દહીંને લુગડા વતી છેનીમાંહે ખાંડ નાંખે તે
વડો—મોટો
લા'વો—ઓરિઓ
પ્રસાદી—બક્ષીસ; મહેરબાની
સુખદાતા—સુખ આપનાર
સાચીજ—ખરેખરી
પાડ—ઉપકાર; બદલો
પંપાળું—હાથ ફેરવું
સુંદર—રૂપાળી
સિંધુર—એકજાતનો રંગ
રંગી—રંગ પુર્યા
સણગારવું—શોભિતું કરવું

ચાંદલો–ચાંલ્લો
ચોખા–ડાંગરમાંથી ફોતરાં કાઢી નાંખેલા દાણા
ચો'ટું–ચોટાડું
ફુલહાર–ફુલની માળા
નિરખુ–ધારીને જોઉં; ધારીને દેખું
ઝગઝગતું=ચળક ચળક થતું
જ્યોતિ–પ્રકાશ; તેજ
હરખું–રાજીથઉં;આનંદ પામું
ધેનું–ગાય
ધનધન–શાબાશ શાબાશ
રૂપગુણધામ–રૂપઅને ગુણનું ઠેકાણું

---

અરે ગાય માતા તું રાંકડી અને ગુણવાળી છે, માટે હે ગાય માતા તું મને ઘણી વહાલી લાગે છે. (૧) તારા શરિરનો આકાર મને સારો લાગે છે અને તારૂં મોઢું જોવાથી મારી ખાવાની રૂચી હોય, તે પણ સઘળી જતી રહે છે. હે ગાય માતા. (૨) તારૂં શરીર ધોળું છે અને શીંગડાઓ કાળી છે અને વળી તારી આંખ કાળી અને ગરીબડી અને માયાવાળી લાગે છે, હે ગાય માતા. (૩) તારે ગળે ઘંટડી ખખડે છે અને તારા ચારે પગે ઝાંઝરીઓ છે, તેથો ઝણઝણ થાય છે, હે ગાય માતા. (૪) જ્યારે તું ગોવાળીઆ પાસેથી ચરીને પાછી ફરે છે એટલે ઘેર આવે છે, ત્યારે તું વહાલથી ભાં ભાં એવો અવાજ બોલે છે. હે ગાય માતા. (૫) જ્યારે તું હેતથી પોળમાં પેસે છે ત્યારે તું બરાડા પાડે છે, તે સાંભળી તારૂં વાછરડું થનથન કુદે છે. હે ગાય માતા. (૬) હે ગાય માતા તું ગાંડીની માફક જ્યારે તું હેતથી કુદતી કુદતી ચાલે છે, ત્યારે તું કોઇપણ દિવસ કોઈપણ માણસને ખસેડતી નથી. હે ગાય માતા. (૭) તારા શરીરમાં આવી દયા છે, તેથી તું

રસ્તા ઉપર નાનાં છોકરાં બેઠેલાં હોય છે, તેને તું જાળવી લે છે, હે ગાય માતા. (૮) હે ગાય માતા તને જ્યારે કોઇ મારે છે, ત્યારે તું તેના ઉપર કંઇ પણ ગુસ્સો કરતી નથી. હે ગાય માતા. (૯) તેં તો પંથનો જે મોટો છાનો વિચાર છે, તે પણ તેં સુણ્યો છે અને તે રાંક પણાનો છુપો ફાયદો ધારણ કર્યો. હે ગાય માતા (૧૦) હે ગાય માતા તું પારકાનું ભલું કરવાને હમેશાં ખુશી છું, તેટલાજ માટે તારી કીર્તિ દુનિયામાં ઘણીજ ફેલાઇ ગઇ છે. હે ગાય માતા. (૧૧) હે ગાય માતા તું ધોળી છે અને તારૂ દૂધ પણ ધોળુ અને મિઠાશમાં ઘણું સારૂ અને વળી ફાયદો આપનારૂં છે, હે ગાય માતા (૧૨) હે ગાય માતા તારા દુધનું દહીં, માખણ, ઘી અને છાશ થાય છે અને તેઓમાં વળી સઘળી જાતની ઘણી સારી મિઠાશ રહી છે. હે ગાય માતા. (૧૩) આ પાંચે ચીજો ઘણી મીઠી તેં ધરતી ઉપર કરી છે, અને તે સઘળી તેં અમારે વાસ્તેજ બનાવી છે. હે ગાય માતા. (૧૪) બરફી, પેંડા, માવો, બાસુદી અને શિખંડ એ સર્વે તારા દૂધનાં થાય છે. હે ગાય માતા. (૧૫) હે ગાય માતા આ ઉપર કહી તે ચીજો એતો અરે સુખ આપનાર માતા તારી મહેરબાનીનો મોટો ઓરીઓ છે હે ગાય માતા. (૧૬) હે ગાય માતા હું તારા હેતનો ઉપકાર કેવી રીતે વાળું, હે ગાય માતા તું મારી પાસે આવ, હું તને મારા પ્રેમથી તારા શરીર ઉપર હાથ ફેરવું. હે ગાય માતા, હું તમારી રૂપાળી શીંગડીઓ, રંગી અને સુવર્ણથી શોભીતી કરૂં. હે ગાય માતા. (૧૮) હે

ગાય માતા, હું તને પહેલાં ચાંલ્લો કરી ચોખા ચોડું અને તને ફુલની માળાઓ પહેરાવું અને પછી તારૂં મૂખડું વારીને જોઉં. હે ગાય માતા. (૧૯) હે ગાય માતા, પ્રકાશની માફક ચળક ચળક થતું, તારૂં મોઢું જોઈ હું ઘણોજ ખુશી થાઉં છું, તેટલા માટે હું તને ધારી ધારીને જોઉં છું. હે ગાય માતા. (૨૦) નવલરામ કહે છે કે હે ગાય માતા તારા રૂપ, ગુણ, એ સઘળાંને ધન્ય છે. હે ગાય માતા તું મને ઘણી વહાલી લાગે છે. ( ૨૧ )

---

## ચોમાસાના ચાર માસ.

માસ—મહિના
લીલીસાડી—લીલાંવસ્ત્ર
સજે—પહેરે
ધરા—પૃથ્વી; જમીન
ધોરી—મોટા
અષાઢ—ચોમાસાનો પહેલો માસ
વરસાદ—મેઘ
દોરી—તાણી; પકડી
પહેલાં—પ્રથમ
તપાવે—ખુબ તડકો પડે
કડકડી—કડકડ અવાજ કરતો
મેઘરાય—વરસાદ
નેવે—નળીએ
ગાય—સગાય
શોધો—શોધવો
ધોધ—પાણીના મોટા ધાધોડા
નાળાં—વહેળા
તળાવ—ચારે તરફથી બાંધેલું પાણી
જળ—પાણી
પળ—ક્ષણ; મિનિટ
ડુબ્યું—મુડ્યું
જગત—દુનિયા
જળમાંહે—પાણીમાંહે
વન—જંગલ
સજીવન—જીવતું થયું
નાચે—નૃત્ય કરે; તાનમાં ચાળા કરે
ગિરિપર=પર્વત ઉપર
મોર=એકજાતનું પક્ષી
થનથન—થમથમ

કોડ=કુનેહ; યત્ન
મગન=રાજી; ખુશી; આનંદ
શ્રાવણ—વરસાદનો બીજો મહિનો

સરવડાં=ઝાપટાં; થોડા થોડા છાંટા
મેળો—મેદની
માંડવો=મંડપ
ગલીચે=ઉનની શેતરંજી
બિછાવ્યે=પાથર્યો
વચ્ચે—મધ્યમાં
મનહર—મનને હરણ કરનાર
મછ=મેઘ ધનુષ્ય
ઝળકાવવું=ચળકાવવું; પ્રકાશિત કરવું
જિવજંતુઓ=પ્રાણીમાત્ર; જીવડાં
હરખવું—રાજીથવું; ખુશીથવું
ઝાઝાં—ઘણાં; પુષ્કળ
છોડ=નાનાં ઝાડવાં
તાજાં=નવાં; તરતનાં; લીલાં
શાકભાજી=તરકારી
રાજા=પાદશાહ; નૃપ
ભાદરવો=ભાદ્રપદ; વરસાદનો ત્રીજો માસ
બાકીસાકી=બાકી રહેલું
ગૂહયો—રાજી થયો
રૂઠયો=ગુસ્સે થયો; કોપાયમાનથયો
કડાકડી—કડાકા થવા માંડયા
વાઘ=ફાડી ખાનાર જનાવર
સિંહ—સર્વે પશુઓનો રાજા
ગરાડી—બુમો પાડી
વીજ—વીજળી
ઝબુકી—ઝબકારો થયો
ગગન=આકાશ
ફાડી=ચીરી
હેલી=ઘણા દિવસ વરસાદ વરસે તે
ઉલેચી=કાઢીનાંખી; ખાલી કરી
તેડ=કાંઠો—કિનારો
રેલી=રેલ ચાલી; પાણી આવ્યું
આશો=વરસાદનો ચોથો માસ; અશ્વિન
ફળી=પુરી થઈ
આશા=ઉમેદ; હોંશ
ધાન્ય=અનાજ
ખાસાં=સારાં
વાસો=ખેતરમાં રાત રહેવું તે
પંખી—પાંખવાળા પક્ષી
હરખાતાં—ખુશીથતાં; રાજીથતાં
માતા—મગર મચ્છ થયેલ
રૂપેરી—રૂપાજેવાં
ખીલ્યાં—પ્રફુલ્લિત થયાં
કમળ=એક જાતનું ફૂલછે કેજેની કમળ કાકડી થાય છે
છાયા—છાંયડો
સારસ—એક જાતનું પક્ષી
માયા—પ્રીત; હેત
ચંદ્ર=શોભ

ધાયા–આવ્યાં
શર્દચંદ્ર=શરદ ઋતુનો ચંદ્રમા
પુનમ–પૂર્ણીમાં; જે દિવસે ચંદ્ર પુરેપુરો ઉગે તે
બલિહારી–શાબાશી, ધન્ય ધન્ય
દીવાળી–આસો વદી અમાસ અને હીંદુનો તહેવાર
તૈયાર=તત્પર થઇ રહેવું; સજ થઇ રહેવું

---

ચોમાસાના ચાર મહિના સારા છે, અને તે દિવસમાં પૃથ્વી લીલાં વસ્ત્ર પહેરે છે, ચોમાસાના ચારે મહિના સારા છે. પહેલો મહિનો જે મોટો અષાડ કહેવાય છે તે જુઓ કે પહેલાં જમીન ખુબ તપાવે છે અને પછીથી મેઘરાજાને ખેંચી લાવે છે, ચોમાસાના ચાર મહિના સારા છે. કડકડ અવાજ કરતો વરસાદ એટલો બધો પડયો કે નેવામાંપણ બીલકુલ જળ સમાતું નથી અને તેથી કરીનેજ સઘળે ઠેકાણે પાણીના ધોધવાના મોટા મોટા અવાજ સંભળાય છે, ચોમાસાના ચારે મહિના સારા છે. નદી, વહેળા અને સરોવરો એ સર્વે પાણીથી ભરાયાં છે અને એક ક્ષણવારમાં બધે પાણી પાણી થઇ રહ્યું છે, તેથી કરીને આખી દુનિયાં પાણીમાં બુડી જશે તેમ લાગે છે. ચોમાસાના ચારે મહિના સારા છે. જંગલો બધાં સુકાઇ ગયાં હતાં. તે વરસાદ આવવાથી લીલાં થયાં છે અને પર્વત ઉપર મોર થન થન નાચે છે ને કળા કરી ખુશીમાં રહે છે. ચોમાસાના ચારે મહિના સારા છે. શ્રાવણ મહિનામાં વરસાદના ઝાપટાં પડે છે ને રહી જાય છે, અને દરવાજા બહાર સર્વે લોકોનો જથો ભરાય છે અને જ્યાં જોઈએ

ત્યાં સઘળે લીલું લીલું દેખાય છે. ચોમાસાના ચારે મહીના સારા છે. માથા ઉપર વરસાદનો મંડપ બાંધ્યો છે અને જમીન ઉપર (ચાગ્ની) લીલી શેત્રંજી પાથરી હોય એમ લાગે છે અને વચ્ચોવચ મનને હરણ કરે, એવા મેઘ ધનુષ દેખાવવા માંડયો છે, ચોમાસાના ચારે મહિના સારા છે. ચોમાસાના દિવસમાં જીવડાં થાય છે અને જે ઠેકાણે જોઇએ છીએ ત્યાં નવાં નાનાં ઝાડવાં જોવામાં આવે છે અને શ્રાવણ મહિનમાં સર્વે જાતનાં શાક મળે છે, ચોમાસાના ચારે મહિના સારા છે. ભાદરવો મહિનો બોલી ઉઠયો અને કહેછે કે બાકી રહ્યું હોય તે લઇ લો, કેમકે હું રાજી થયો છું તેટલા માટે એમ હવે કોઈ દિવસ કહેશો નહિ કે કોપાયમાન થયો છે. ચોમાસાના ચારે મહિના સારા છે. એવી રીતે કડાકા (વઢવાડ) કરવા મંડયા, તે સાંભળીને વાઘ અને સિંહ બૂમો પાડે છેઅને આકાશ ચીરીને વીજળીના ઝબકારા થાય છે ચોમાસાના ચારે મહિના સારા છે. આખો દિવસ અને રાત વરસાદ વરસે છે, તેથી સૂર્ય બીલકુલ દેખાતો નથી, તેટલા માટે એમ લાગે છે કે વરસાદ આખો સમુદ્ર, ખાલી કરીને, લાવ્યો હોય, તેમ લાગેછે, તેથી નદીઓએ પોતાના કિનારાઓ તોડયા છે અને રેલો ચાલી છે, ચોમાસાના ચારે મહિના સારા છે. આસો મહિનામાં જમીન ઉપર સારાં સારાં અનાજ પાકયાં છે, તે જોઈને માણસોની આશા પૂરી થઈ અને તેથી ખેડુતોએ રાતે ખેતરોમાં રહેવા માંડયુ, ચોમાસાના ચારે મહિના સારા છે. લાખો પાંખવાળા પક્ષીઓ ખુશી થતાં ઉડે છે અને ગાય, ભેંસ અને બ-

બદ મગરમચ્છની પેઠે ચરે છે અને ઉંચે આકાશમાં જોઈએ ક્ષોગે તો રૂપેરી રંગનાં વાદળાં જતાં રહ્યાં છે ( જાય છે ) ચોમાસાના ચારે મહિના સારા છે તળાવોમાં કમળ પ્રફુલિત થયા છે, તેટલા માટે આખું તળાવ ઢંકાઈ ગયું છે અને આ બે સારસ પક્ષીઓનું એક બીજા ઉપર કેવું હેત છે, આગે જુઓ ચંદ્રમા જાણે ચકોર પક્ષી આવ્યાં હોય તેમ દેખાય છે, ચોમાસાના ચારે મહિના સારા છે. શરદ રૂતુની પૂર્ણિમાના ચંદ્રમાને શાબાશ છે. નાલરામ કહે છે કે હવે દીવાળીના દિવસ પાસે આવ્યા છે, તેથી સ્ત્રી અને પુરૂષો નવી નવી જાતનાં ગીત ગાય છે, ચોમાસાના ચારે મહિના સારા છે.

## સમાપ્ત.

## આ ચોપડીના અગાઉથી ગ્રાહક થનારના શુભ નામ.

| પ્રત. | નામ. |
|---|---|
| ૫૦ | રા. મથુરભાઈ દેશાઈભાઇ ધોળકા પ્રાંચરફૂલના મહેતાજી |
| ૫૦ | રા. બાપાલાલ મગનલાલ તલાટી. |
| ૨૫ | રા. મણિલાલ કેશવલાલ નેકનામદાર સખાવતે બહાદુર શેઠાણી હરકુંવર બાઇની કન્યાશાળાના પહેલા આસિસ્ટંટ. |
| ૨૫ | રા. વિઠ્ઠલદાસ હરિલાલ મિશન કન્યાશાળાના પહેલા આસિસ્ટંટ. |
| ૨૫ | રા. અંબાલાલ ઉમીયાશંકર મોજે મહીજડાના મહેતાજી. |

આ શિવાય બીજા ગ્રાહકોના નામ જગાની તંગાશને લીધે જાહેર મુકવામાં આવ્યાં નથી.